# …ન છેલ

—: અથવા :—

# નશિબની બલીહારી

રંડીકા યાર, સદા ખુવાર.

સંગ્રહ કર્તા "મનહર"



તે

શા. ચુનીલાલ મગનલાલ
બુકસેલર
ઠે૦ રાણીતળાવ, સુરત.

છપાવી પ્રસિદ્ધ કરનાર
બુકસેલર.
મણીલાલ બાહશંકર
વ્યાસ.
ઠે૦ સ્ટેશન રોડ—સુરત.



આવૃત્તિ ૧લી    સંવત ૧૯૭૯

સુરત ખરાનપુરી ભાગળ ઉપર આવેલા શ્રી 'અનાવિલ' પ્રિન્ટીંગ પ્રેસમાં ગોવિંદજી ડાહ્યાભાઈ નાયકે છાપ્યું.

કીમત બે આના.



# નિર્ધન છેલ



7-:2:1

## અથવા

# નશીબની બલીહારી

નશીબ ના માણસ ઘડતું { પણ } નશીબ નખરાં અજબ તારાં
ઘડે માણસ નશીબને { પણ } તું બનાવે રાય રંકોને.



એક શેઠનો છોકરો મહા દુર્દશાએ પહોંચવાથી દુઃખી દુઃખી થઇ ગયો હતો, છેવટે તેની પાસે ઉદર નિર્વાહનું કાંઇ પણ સાધન માત્ર ન રહેવાથી દરરોજ દાતણની ભારી વેચી ગુજરાન ચલાવવા લાગ્યો, આટલું છતાં તે મૂળથી **શોખીન** હતો, **અને શોખ કરવો એ તેને વ્યશનજ પડી ગયલું હતું**, તે દરરોજ દાતણની ભારી વેચી ત્રણ આના પેદા કરતો જેમાંથી દોઢ આનો ખાધ ખોરાકીમાં ખરચતો, અને બાકીનાં દોઢ આનામાંથી પોતાનો શોખ પુરો પાડતો અને તે એવી રીતે કે, એક ધોબીને હંમેશાં બે પેશા આપી તેને ત્યાંથી તદન ઉંચા પ્રકારના **અમીરી** કપડાં ભાડે લેતો, જ્યારે કોઇક ઘોડાવાળાને બે પૈશા આપી તેનો સુંદર ઘોડો કલાક બે કલાક માટે ભાડે લેતો, આમ ઠાઠ કરી, **લાલ મોડ** હમેશાં શાયંકાળે ફરવા નીકળતો, આમ વગર મુડીએ, જુજ મળતરમાંથી આ ભાઇ **છેલ છટાક** અને **ફુલફટાક** થઇ, બાદશાહ બની ફરવા નીકળતાં, એની આવી **છેલ શાહી**, ને લીધે લોકોએ એનું "**નિર્ધન છેલ**" નામ પાડયું હતું, (વાંચક આપણે પણ એને એજ નામે ઓળખીશું ?) આ ભાઇ જાતે અને જીવે એકલા અટુલાં હતાં, એટલે આગળ પાછળની કશીએ ફીકર ચીન્તા નહતી. વળી જાતે **બુદ્ધિશાળી** અને બોલલે ચાલવે વાચાળ હતો એટલે કોઇથી છેતરાય તેમ નહતું, આટલું છતાં તેનું નશીબ તેની શાથે જબરો નખરો કરી રહ્યું હતું, કારણકે, **બડી ફજર કે હાંડીમેં નજર**, દાતણ વેચે તોજ દીવશનું ગુજરાન જાય અને પેટનો ખાડો પૂરી છેલ છટાક થઇ ફરાય નહિતો નકોરોજ ખેંચવો પડે.

[illegible]

ફર ચળકાટ મારતું હોય તેમ દેખાવા લાગ્યું પ્રસંગ એવો બન્યો કે એક દીવસ તે; ગામમાં કસ્તુરી વેચનાર સોદાગરો બહારગામથી આવી પહોંચ્યા. પણ આખા ગામમાં કાંઇ પોતાના માલનો સોદો થાય એમ લાગ્યું નહી, આથી તેઓ નીરાશ બની પાછા ફરવાનો વીચાર કરી રહ્યા હતા, એટલામાં ભડકતી કપડાં અને ઘોડાના ઠાઠ વાળી પાનની પીચકારીઓ મારતી આપણા **નિર્ધનછેલની બાદશાહી** છડી સવારી તેઓનાં જોવામાં આવી, તેઓએ વિચાર્યું કે આ કોઇ શોખીન ગ્રહસ્થ છે તેમ કોઇ મોટો વ્યાપારી છે. કારણકે એની મુખમુદ્રા તેજસ્વી છે, તેમ પોશાક વીગેરે પણ એની અમીરાઇની શાક્ષી આપે તેવો છે, આમ વીચારી તેઓએ તુરતજ **નિર્ધન છેલ** ને, **શલામ-જુહાર,** કરી **કસ્તુરી** બતાવી. જરૂર હોય તો ખરીદવા વિનંતી કરી

**નિર્ધન છેલે** પણ તેઓનો વાતચીતમાં સારો સત્કાર કરી, પોતાનો ખરીદવા કાંઇક વીચાર છે એમ જણાવી **વાણીમાં વશીકરણ.** કસ્તુરીનાં કેટલાક દાબડા પસંદ કરી લીધા અને કહ્યું કે, આનો જે હશે તે હું કાલે તમોને જવાબ આપીશ, ફરી કાલે આપ મને આ જગ્યાએજ મળજો, પેલા સોદાગરોએ એ વાત ખુશીથી કબુલ કરી, કારણકે **નિર્ધન છેલનું** બોલવું બહુજ ઠાવકું અને વિશ્વાસ પડે તેવું હતું તેમ તેનું રદય પણ ચોખ્ખુંજ હતું.

**હવે નિર્ધન છેલ** તે દાબડો પોતાનાં કબજામાં લઇ. પોતાને ઘેર ગયો, અને તે દાબડો ખોલી, તેમાં એક **હીમ્મતની હીકમત,** સારી દાતણુની ભારી મુકી. દાબડો બંધ કરી સુઇ રહ્યો, બીજે દીવશે જ્યારે તે સોદાગરોને મળવાનો વખત થયો ત્યારે, તે દાબડામાંથી દાતણની ભારી કાઢી લઇ એક સુંદર રૂમાલમાં યુકતીપુર્વક લપેટી પોતાની સાથે લઇ ગયો. **કસ્તુરીનાં** દાબડા પેલાં વેપારીઓને પાછા આપતાં **નિર્ધન છેલે** તેઓને ધીરજ આપતાં કહ્યું કે-ગ્રહસ્થો મારે આ **કસ્તુરી** ખરીદવાનો હાલ વિચાર ફેરવવો પડયો છે, છતાં આપનો શ્રમ નિષ્ફળ ન થાય તે માટે હું મારા પરમ મિત્ર પૂર્વ દેશનાં રાજા પર આપને પત્ર લખી આપું છું તેઓ જરૂર તમારી **કસ્તુરી** સારાં ભાવે ખરીદી લેશે. સોદાગરોએ આ વાત ઘણુંજ હર્ષથી કબુલ કરી, એટલે

પૂર્વદેશના મહારાજા શ્રીરાજની સેવ

નિવેદન કે આ કસ્તુરી આપનાં યોગ્ય જાણી. આપ તરફ મોકલી છે તે જરૂર ખરીદ કરશો. આવો માલ ફરી ફરી નહી મળશે, સાથે આ ગરીબ મિત્રે નજીવી ભેટ મોકલી છે તે સ્વીકારશો,

દા. નિર્ધન છેલનાં ઘટીક.

આ પ્રમાણે પત્ર લખી પેલા સોદાગરોને આપ્યો, ત્થા દાતણુની ભારી બાંધેલા રૂમાલની પોટલી પણ રાજાજીને પોતાનાં તરફથી "ભેટ" તરીકે આપવા જણાવ્યું. સોદાગરો તે લઇ તેનાથી છુટા પડયાં, અને ત્યાંથી ચાલી નીકળ્યાં

**પૂર્વદેશમાં પહેલો પાસો.**

સોદાગરો મજલ દર મજલ કુચ કરતાં પૂર્વ દીશામાં આવી પહોંચ્યા અને ત્યાંના નૃપતીની હજુરમાં હાજર થઇ પોતાની કસ્તુરી ત્થા નિર્ધન છેલનો પત્ર અને ભેટ સોંપી દીધા, રાજાજીએ નિર્ધન છેલનો પત્ર વાંચી પોતાનાં મિત્રોનાં નામોનું પત્રક તપાશી જોયું, પણ નિર્ધન છેલનું કશામાંએ નામ નિશાન માલુમ પડયું નહિ, તેમ કોઇ દીવસ નિર્ધન છેલનાં કાગળ પત્રો પણ આવ્યા ગયા હોય તેમ જણાયું નહિ, છતાં કસ્તુરી સારી હોવાથી પસંદ પડી અને ખરીદી લીધી. બાદ "ભેટ"ની વસ્તુનું નિરીક્ષણ થવા માંડયું. ભેટમાં આવેલાં "દાતણો" જોઇ રાજાજી વિસ્મય પામ્યા તે દાતણો તપાશતાં તેની સુગંધ તેમ તેનો અનુભવલેતાં રાજાજી બહુજ પ્રસન્ન થયા. અને પ્રધાન સાથે વીચાર કરતાં કહ્યું કે—જો કે આપણા જાણવામાં અને સાંભળવાં નિર્ધન છેલ નથી, છતાં પણ જે આવો કસ્તુરીની વાસથીજ ભરેલાં દાતણ રોજ કરતો હશે તે જરૂર કોઇ મહાન શ્રીમાન તરીકે પકાંતોજ માણસ હોવો જોઇએ. માટે આપણે પણ તેની ભેટના પ્રતિઉત્તર તરીકે કાંઇ મોકલવું જોઇએ.

પ્રધાને રાજાનાં વિચારને મળતાં થઇ પોતાનાં દેશમાં ઉત્પન્ન થતાં અમુલ્ય રત્નો મોકલવા જણાવ્યું. સલાહ મસલત, મુજબ તે અમુલ્ય રત્નો રસ્તામાં લુંટાય નહિ તે માટે લાડવામાં છુપાવીને એક ગાડું લાડવાનું ભરી પોતાનાં માણસો જોડે નિર્ધન છેલને ગામ મોકલી આપ્યું, ધીમે ધીમે, તે માણસો નિર્ધન છેલને ગામ આવી પહોંચ્યા અને નિર્ધન છેલને પેલું ગાડું સ્વીકારવા વિનંતી કરી.

રે પણ કર્યાં. એ પણ એક વીચારવા જેવા મુર....

[illegible] થઇ પણ " હિમ્મતે મરદા તો મદદે ખુદા " તે કહેવત અનુસાર, તે ભેટનો સ્વીકાર કરી તેનાં તેજ માણસો મારફતે તેની તેજ ભેટના લાકડાનું આખું ગાડું પશ્ચીમ દેશના રાજાને ત્યાં પોતાના તરફથી " ભેટ " તરીકે વિદાય કીધું, અને તે "ભેટ" સ્વીકારવા પૂર્વદેશનાં રાજાને લખ્યું હતું તેમ પત્ર પણ પશ્ચીમ દેશના રાજા પર લખી આપી, તે માણસોને પશ્ચીમ દેશ તરફ રવાના કીધા.

પશ્ચિમ દેશ જવા નિકળેલા માણસો યોગ્ય વખતે તે રાજ હજુરમાં હાજર થઇ નિર્ધન છેલને નામે પત્ર

**પશ્ચિમ દેશમાં** આપી ભેટ સ્વિકારવા વિનંતી કરી તે રાજાએ

**પણ યુક્તિ પાસ.** તો એ આખીયે બાબતનો વિચાર કરવાનો શ્રમ લીધા વગરજ લાકડાનો ઢગલો ગમે [illegible] નાંખી જાઓ એમ હુકમ કરવા વિચાર કીધો, પણ એટલાંમાં પાછું આપણા નિર્ધન છેલનું લીલું નશીબ જરા આગળ આવ્યું, રાજાની દરબારમાં બેઠેલા એક અફીણીને કસુંબા ઉપર ઢુંગાની જરૂર પડી. દરબારની ડહેલીએ આ આવેલી [illegible] હાજરજ હતી! તરતજ ગાડામાંથી એક લાકડો મંગાવી તે અફીણીને આપવામાં આવ્યો, લાકડો ભાંગતાંજ અંદરથી ચકચકિત મહામૂલ્યવાન રત્ન નિકળ્યાં આ જોઇ. તે નૃપતિએ તે ભેટ સહર્ષ વગર આનાકાનીએ સ્વીકારી લીધી.

ભલુ થજો તે અફીણીનું કે ઢુંગો માંગ્યો તો ભેટ માંગ્યો, તે નૃપતિએ તે ભેટનાં સ્વિકાર ચિન્હ

**ભેટ ને બદલે ભેટ.** તરીકે પોતાના દેશમાં થતા ઉત્તમ સો હાથીઓ આવેલાં રત્નોનાં હારો વડે શણગારી નિર્ધન છેલપર મોકલી આપ્યા અને પોતાની નુતન મિત્રતામાં વધારો કીધો, હવે પૂર્વ દેશનાં રાજાને ત્યાં પુત્ર જન્મ થયો હતો અને પોતાના દેશમાં હાથીની ઉત્પતી નહોતી, જેથી રાજાએ નિર્ધન છેલ પર પોતાનાં પુત્રને માટે એક હાથીનું બચ્ચું મોકલી આપવું એવો સંદેશો મોકલ્યો,

પૂર્વ દેશનાં રાજાનો હાથીનાં બચ્ચાં માટેનો સંદેશો, અને પશ્ચીમ દેશના રાજા તરફની સો હાથીની ભેટ

**નસીબનો સંજોગ.** એ બન્નેનું [illegible] નિર્ધન છેલના નસીબ સંજોગે સાથેજ થયું! બીચારો ભાગ્યશાળી

તુરતજ પૂર્વ દેશના રાજાને ત્યાં મોકલી દીધા.

એક નાના હાથીના બચ્ચાની માગણી માત્રથી સો જખ્મ...

અજાયબી. હાથીઓ અને તે પણ પોતાનાંજ મોકલેલાં રત્નના હારથી શણગારાયલા જોઇ પૂર્વ દેશનો રાજા તો અજાયબીમાંજ ડુબી ગયો. અને પ્રધાનને કહેવા લાગ્યો કે આ નિર્ધન છેલ કેવોક શ્રીમાન હશે ! હે પ્રધાન હવે આ અમુલ્ય ભેટનો બદલો શી રીતે વાળવો. નિર્ધન છેલના નશીબાના નખરાથી પ્રેરાયલા પ્રવિણ પ્રધાને રાજકન્યા આપી સ્નેહ સગપણ બાંધવું એવી સલાહ આપી. રાજાનો પણ અંતરહેતુ એવોજ હતો જેથી તુરતજ નાળીયેર આપી ખુદ પ્રધાનજીનેજ તાકીદે સગપણ કરવા મોકલ્યા, દડમજલ પર મજલ કરતાં પ્રધાનજી નિર્ધન છેલને ગામ આવી પહોંચ્યા. અને અમુક સ્થળે ઉતારો રાખી નિર્ધન છેલની તપાશ કરવા લાગ્યા. સાયંકાળે પૂર્ણ ઠાઠમાં નિર્ધન છેલનો ભેટો થયો, બન્ને મળ્યા.

પ્રધાનનો મેળાપ થતાંજ નિર્ધન છેલે ગંભીરાઇથી કહ્યું કેઃ–

સગપણ. વાહ પ્રધાનજી ! આપે અત્રે આવી બીજે મુકામ કર્યો તે શું ઠીક કર્યું કે ? શું કાંઇ હમારી સાથે આપ જુદાઇ રાખો છો કે !

પ્રધાનજી—નહિ ! નહિ. નિર્ધન છેલજી ! એવું આપ મનમાં ન લાવશો હું તો મારા ચાલુ રીવાજ મુજબ ઉતરેલો છું !

નિર્ધન છેલ—બહુ સારૂં ? આપને ગમ્યું તે ખરૂં ! મોટાં ખરાં કેની, પરંતુ એતો કહો કે આમ અચાનક કેમ પધારવું થયું ?

પ્રધાનજી—( નાળીયેર ત્યા રૂપીયો આગળ ધરીને ) અમારાં રાજપુત્રીનો આપશ્રી સાથે વિવાહ કરવા માટેજ અત્રે આવવું થયું છે માટે આપ આ શ્રીફળનો સ્વીકાર કરો,

નિર્ધન છેલ—પ્રધાનજી ? એ તે શું ! માંગાનો કાંઇ ટોટો છે. કેટલીએ કન્યાઓ આવી ગઇ અને હાજર છે, પરંતુ મારો પરણવાનો વિચારજ નથી.

પ્રધાનજી—સત્ય છે ! પરંતુ આ સંબંધનો સ્વીકાર કર્યા વગર તો આપનો છુટકોજ નથી, આપનાં અને અમારાં રાજાજીનાં સ્નેહની તુલના પણ થઇ શકે તેમ નથી. એ વિચારતાં આ સંબંધ જોડવામાં આપની આનાકાની ન હોય !

નિર્ધન છેલ—હાલ તો હું અત્યંત જંજાળમાં ગુંચવાયલો છું, અને લેશ પણ અવકાશ હાલમાં નથી અને ત્યાં સુધી તો આ વિવાહનું આપ માંડીવાળો નહિતો લગ્ન માટે બે વરસ થોભવું જ જોઈએ!

પ્રધાનજી—ભલે. એ આપની અનુકુળતા મુજબ થશે, આપ આનો સ્વીકાર કરો. (નાળીએર અને રૂપીઆ આપવો)

સગપણ નક્કી થયું બન્ને જણ અરસપરસ વાતચીત ને અંતે છુટા પડયા, પ્રધાનજી સગપણ નક્કી કરી પોતાના

**ચમત્કાર.**

રાજ્યમાં ગયા. અને સઘળો વૃતાંત રાજાને નિવેદન કર્યો, દીવસોપર દીવસો વિતવા લાગ્યા, હવેજ નિર્ધન છેલને પૂરે પૂરી મુઝવણ લાગી, અને શું? કરવું. લગ્ન કેમ કરવાં તે કાંઇ શુઝ ન પડે. ત્યાં પણ તેનું નશીબ તેની વ્હારે ધાયું, અને આ બધી બાજીગરની રચના મુજબ બાજી ગોઠવીઆપનાર નશીબાએ તેની બધી મુઝવણ દુર કરી? એક રાતનાં આપણાં નિર્ધન છેલને સ્વપનું થયું કે:—અમુક મુદત સુધીમાં જે જમીનમાં પોતે લાત મારશે. ત્યાંથી તેને ધન મળશે, એવું તેને સ્વપનમાં નશીબે જણાવ્યું, સહવાર થતાંજ નિર્ધન છેલે સ્વપનની તાસીર તપાસી જોવા પોતાની ઝુંપડીમાં લાત મારી તરતજ ત્યાંથી પુષ્કળ દ્રવ્ય મળ્યું, નિર્ધન છેલે તો એ ધંધો શરૂ કરીજ દીધો. નવી નવી જમીનો ખરીદવી ત્યાં લાત મારી દ્રવ્ય મેળવવું. મકાનો બંધાવવા, આમ કરતાં કરતાં આખું ગામ નવું વસાવી દીધું નવાં નવાં મકાનો, મહેલો દરબારી ઠાઠ માઠ બધુંજ રચનાપૂર્વક નવું તૈયાર કર્યું, બ્હારથી લોકોને લાવી રાખ્યા. વસ્તી કરી. અને પોતે તે નગરનો રાજા થયો.

સમય જતાં કાંઇ વાર લાગતી નથી. જોત જોતામાં બે વરસ નીકળી ગયાં લગ્ન પ્રસંગ નજદીક આવી

**લગ્ન.**

ગયો. કંકોત્રી પણ આવી ગઇ. જાનની તૈયારી થવા માંડી. આપે નવા થયલા રાજાએ (નિર્ધન છેલે) ગામમાં જાહેર કરાવી દીધું કે, રાજાની જાનમાં જે જશે તેને મનપસંદ અલંકાર—વસ્ત્ર વાહન વીગેરે વસ્તુઓ વિના મૂલ્યે મળશે. આવો ઢંઢેરો નગરમાં ફેરવી દીધો. પછી પુછવાનું શું હોય? એક મોટા સૈન્ય જેવી જાન તૈયાર થઇ, નશીબની વિચીત્ર લીલાનાં જોરે

પણુ જમાઇને જોઇ ખુશ ખુશ થઇ ગયા, તે . માત્ર શ્રીમાનં ગ્રહસ્થ ધારતા હતા. પણ આતો પોતાના રાજાજ જમાત્ર મળે છે. એવું જોઇ વધુ હર્ષ થયો. લગ્ન વિશાસ્ત્ર અનુસાર નિર્વિઘ્ને પૂરી થઇ. નિર્ધન છેલ, ભાગ્યના પાસા સવળા પડવાથી પોતે રાજા થવા પામ્યો. અને આખી જીંદગી સુખ ચેનમાં ગાળી. (કલી કૌતક સંગ્રહમાંથી કાંઇક ફેરફાર સાથે)

# રંડીકા યાર સદા ખુવાર.



ચંચળ નગરીમાં કરમચંદ કરીને એક ધનાઢય શાહુકાર હતો, તે પોતાની પાછળ પુષ્કળ દોલત જગમોહન નામના પોતાના એકના એક પુત્રને માટે વારસામાં મુકી મરી ગયો, બાપનાં મરણ બાદ તમામ દોલત જગમોહનના હાથમાં આવવાથી તે ધંધા રોજગાર પર ધ્યાન ન આપતાં મોજ મજાહમા મચ્યો રહેવા લાગ્યો; ધીમે ધીમે નબળા દોસ્તદારોની સંગતથી રંડીબાજીમાં, નાચ ગાનમાં, એટલો બધો મશગુલ રહેવા લાગ્યો કે તેને બીજી કોઇ પણ વાત સુજ પડતીજ નહિ, આ લતમાં પડવાથી ધંધો રોજગાર તમામ બંધ કરવો પડયો, તે ધીમે ધીમે એક વેશ્યા પર એટલો બધો આશક પડયો કે રાત ને દાહડો તેની સંગતમાંજ પડી રહી પોતાની જીંદગી બરબાદ કરવા લાગ્યો, તે ધૂતારી વેશ્યાએ પણ એને સોનાનીચકલી ધારી તેને જેમ નીચોવાય તેમ નીચોવવા માંડયો. અને તે એટલે સુધી તેની પાસે થીલકે રાતી પાઇ પણ રહેવા પામી નહી, દ્રવ્યની લુંડી વેશ્યાએ જાણ્યું કે હવે આને સંગ્રહવામાં લાભ નથી એમ ધારી તેને પોતાને ત્યાંથી કાઢી મુકવા માંડયો.

શાહુકાર પુત્ર જગમોહનની હવે આંખો ખુલી. પોતાનું કેવું સત્યાનાશ વળી ગયું છે. તેનો હવે તેને આસડાં ઉંચકનાર. ખ્યાલ થયો, તેણે તે વેશ્યાના કાલાવાલા કરી કહ્યું કે, અરે, તેં મારી તમામ દોલત અને

હું કયાં જાઉં અને શું કરૂં.

ગુણુ... હું શું કરૂં ? તને ગમે ત્યાં જા.

જગમોહન—તારા વગર મારે એકે ઠેકાણું બાકી રહ્યું નથી. જે ખાતર દરેક બારણું મારા માટે હમેશને લીધે બંધ છે !

ગુણુકા—તેમાં હું શું કરૂં. જોઇએ તો ભીખ માંગ, કે જહાનમમાં જા.

જગમોહન—અરે ! મેં તને આવી નીચ અને દગલબાજ ધારી મારી તમામ દોલત આપી દીધી નથી. પણ તું મને સદા તારી પાસે રાખશે એવું ધારીને આપી દીધી છે, અને તેથીજ તું મને કાઢી મુકવા તૈયાર થઇ છે કેમ,

ગુણુકા—અરે કમનસીબ માણસ વેશ્યા શું કોઇની સગી છે કે તેને હમેશાં રાખી મુકે. તેતો માત્ર પૈસાનીજ સગી. માટે હવે તું તારો રસ્તો પકડ, મારેથી હવે તારી સાથે જરાએ વાત કરાય તેમ નથી.

આથી સાહુકાર પુત્ર જગમોહને તેણીના અતીશય કાલાવાલા કર્યાં આથી તે રાંડનું રદય કાંઇક પીગળ્યું તેણીએ કહ્યું કે જો મારે ત્યાંજ તારે રોટલો ખાઇને માત્ર પડયા રહેવું હોય. તો હું કહું તે શરત તારે કબુલ રાખવી પડે જો તેમ હોય તો રહેવા દઉં

કહે જોઇએ, જગમોહને હરખથી કહ્યું;

આથી તે વેશ્યાએ કહ્યું કે હું જયાં જાઉં ત્યાં તારે મારા જોડા સંભાળવા બેસવું, માત્ર એટલુંજ તારે કામ ! જો એ કબુલ હોય તો રોટલો ખાઇ પડી રહેજે ?

લાચારીને લીધે શાહુકાર પુત્રે આ વાત કબુલ રાખી, પણ પોતાની આવી હાલતને લીધે તેને પોતાના જાન ઉપર ઘણોજ તીરસ્કાર આવ્યો, પોતાનું ભોગવેલું સુખ યાદ આવ્યું, અને આ દાહડા શી રીતે કાઢવા તેની મુઝવણ થવા લાગી તેનાં ચહેરાનો રંગ રૂપ પણ બદલાવાં લાગ્યો, ફીકો પડી ગયો.

બોધ.

એક દીવસે આ ગાનારી ગામનાં બીજા એક શાહુકારને ત્યાં નાચવા ગઇ. તેની સાથે આ શાહુકાર પુત્ર જગમોહન પણ ગયો. રાંડના જોડા લઇ તે પણ એક બાજુએ બેઠો. આ શેઠને ત્યાં બીજલશામાં મોટા મોટા લોકો હાજર થયા હતા. તબલચીએ તબલા ઉપર થાપ મારી, સારંગીવાળાએ પણ સારંગીના સુરની.

... ભ. 'ધ.' આ. આ. ?કરવા લાગી
ભીખારી થઈ ગયલો જોડા ઉંચકનાર ઇશ્કી શાહુકાર પુ. પ. પોતાનાં હાથમાંના જોડા એક બીજા સાથે તાળી પાડે તેમ વગાડવા માંડયા, આ દેખાવ પર તે ઘરધણી શેઠીઆની નજર પડી એટલે તે મનમાં કહેવા લાગ્યો કે અરે! આ કોઇ કેવો બેવકુફ છે? જોડા વગાડવા એમાં તે શી ગમ્મત એને પડે છે કે જોડા વગાડી ખુશી થાય છે!

થોડી વારે નાચ પુરો થયો, ગાનારી બેસી ગઇ એટલે શેઠે પેલા જોડા વગાડનારને પોતાની પાસે બોલાવી પૂછ્યું કે, અરે ભલા માણસ તને આ નાચમાં એવી તે શી ગમ્મત પડી કે તું જોડા વગાડવા મંડી પડયો!

શાહુકાર પુત્રે એક વખતનાં તે વેશ્યાના જુના યારે તો શેઠીયાને કહ્યું કે એ વાત તમે મને પુછો નહિ, હું જો એ વાત તમોને કહીશ તો મારો રોટલો જશે, માટે હું તમોને એ વાત કહેવાનો નથી.

પેલા શોખીન શેઠીયાએ તેને ધીરજ આપી કહ્યું કે, કહે, કહે. તારો રોટલો ન જાય. તારો રોટલો જાય, તો તેનો બંદોબસ્ત કરીશું!

તો સાંભળો, થોડાક વખત ઉપર હું પણ તમારા જેવોજ શ્રીમંત શેઠીઓ હતો. પણ આ રાંડ ઉપર મોહીત પડી એનાં ઇશ્કમાં આંધળો બની મેં મારી તમામ માલ મીલકત એને ખવ-રાવી દીધી. અને હું ભીખ માંગતો થયો. મારી પાસે કશું એ રહ્યું નહિ મને એમ ખાત્રી હતી કે આ ધુતારી રાંડ મને હમેશાં રાખશે, પણ જ્યારે મારી પાસે એક વખતની ખોરાકી માટેના પણ ફુટીયા ન રહ્યા ત્યારે એણુ મને હુડે ધુત કરી કાઢી મુકવા માંડયો, જ્યારે મેં એની બહુજ આજીજી કરી ત્યારે એણે પોતાના જોડા ઉપાડવાની શરત મારી પાસે કબુલ કરાવી મને પેટ બદલે રાખ્યો, હમણાં જ્યારે આ તબલાં સારંગીનો અવાજ મેં સાંભળ્યો ત્યારે મને એક કવીએ કહેલું કવીત યાદ આવ્યું:—

શેઠીયાઓએ પુછ્યું તે શું કયું કવીત.

કહું છું! સાંભળો! આમ કહી તે ઇશ્કી ભીખારી શાહુકાર પુત્રે કવિત કહ્યું.

કવિત.

શીપૂરણ પાપ કે કારણ, તે ભગવંત કથા ન રૂચે જીનકો,
તીનું વેશ્યાકો પાસ બુલાઇ નચાવત હે દીનકો રેંનકો,
મૃદંગ કહે ધીકહે ધીકહે. સારંગી કહે કીનકો, કીનકો
તબ હાથ ઉઠાયકે રંડી કહે, ઇનકો. ઇનકો ઇનકો, ઇનકો,

એટલે કે જ્યારે જેનું પાપ બરાબર ભરાઇ ગયું હોય ત્યારે ભગવાનની કથા તેને ગમતી નથી, એટલે રાંડને બોલાવી રાત દહાડો તેનો નાચ મૂજરો કરાવે છે, તે વખતે તબલાં કહે છે કે, ધીક: છે, ધી:ક છે, એટલે સારંગીનો અવાજ કહે છે કે, કીનકો, કીનકો, અર્થાત કોને કોને, તે વખતે આ રાંડ લાંબો હાથ કરી પોતાનું ગાનું શાંભળવા બેઠેલા તરફ ફરીને કહે છે કે આ લોકને, આ લોકને.

માટે આ બધું યાદ આવતાં હું જોડા વગાડીને કહું છું કે, જેવી મારી મતી થઇ છે તેવીજ તમારીએ થશે, માટે શમજો, બસ મારો આટલોજ ખુલાશો છે.

પેલા શેઠીયા ઉપર આથી ઘણીજ અસર થઇ, તરત તેણે તે રાંડને કાઢી મુકાવી, અને આ એક વખતનાં પસ્તી રંડીના યાર ભાગ્યહીણ શાહુકાર પુત્રને પોતાની પાસે રાખી લીધો. તે વખતથી ત્યાં હાજર રહેલા તમામે રાંડની શોબત કરવી મુકી દીધી. તેઓનાં મનમાં ખાત્રી થઇ ગઇ કે, રંડીકા યાર સદા ખુવાર.

૧૦૯૯૭ (બાદશાહ બીરબલમાંથી સુધારા સાથે)

સમાપ્ત.

---

# મારી શીખામણ મનેજ મુબારક?

બાપ—(પોતાના નાના છોકરાને શીખામણ દેતાં કહેવા લાગ્યો કે—) જો ભાઇ કોઇ પણ દીવશ આપણામાંથી કોઇ મોટું માણસ હોય તેની સામુ બીલકુલ જવાબ આપવો નહિ, બીજે દીવસે તે છોકરો મ્હોલાના બીજા છોકરાંઓ સાથે રમતો હતો ત્યારે બાપે બુમ પાડી કે—બચુ! ઓ બચુ! (તે છોકરાનું નામ) પાંચ-પંદર-બુમ મારી બાપે ઘાંટો બેસાડ્યો, પણ છોકરાએ બીલકુલ સામો જવાબજ આપ્યો નહિ; જ્યારે છોકરો ઘરમાં આવ્યો ત્યારે બાપે કહ્યું કે, મેં તને આટલી બધી બુમ પાડી પણ તેં કેમ જવાબ નહિ આપ્યો.

છોકરો—તમારા કહેવાથીજ! તમે કાલે નહોતું કહ્યું કે આપણામાંથી કોઇ મોટું માણસ હોય તેની સામુ બીલકુલ જવાબ આપવો નહિ!

(બાપ માથુ ખજવાળતો બોલ્યો કે આતો મારી શીખામણ મનેજ મુબારક!)

———

"મનહર."

દેશ આપણો, દુઃખે સબડતો છતાં રસ-ફરે...

કારણ સોધી ! કરો ને હસતો ?

એજ તમાકુ કામ-ધરો,

બળી ગળીને ભારત બાળકઃ ધરે ગુલામી ધ્યાન

હુન્નર—કળા, હવે વિચારી, ટાળો લાંછન તેહ તમામ ,

ધરો કંઈ દેશોન્નતિ પર ધ્યાન,

ખરે ખર-એજ તમાકુ કામ-ધરો

લે૦ "મનહર"